સતત માર્ગે લોકમતને દોર્યો છે. તેથી આ શુભ પ્રસંગે આ પત્રને અમે અભિનંદન આપીએ છીએ. વિશેષ અમારી એવી માન્યતા છે કે હાલની સ્થિતિમાં ગુજરાતી સાપ્તાહિક જો વર્તમાનપત્ર અને માસિકના મિશ્રણરૂપે પ્રકટ થાય તો તે વિશેષ આકર્ષક બની તેનો પ્રસાર વિશાળ થાય. એટલા સારુ સાહેબ પ્રજાબંધુને અમે વિનતિ કરીશું કે જો તે પોતાનું કદ જે હાલ અમને જરા નાનું લાગે છે તે મોટું કરી સાંસ્કારિક દૃષ્ટિબિંદુથી લખાયલા લેખોને પણ અવારનવાર સ્થાન આપશે તો એની લોકપ્રિયતામાં વૃદ્ધિ થશે એટલુંજ નહીં પણ એનો પ્રચાર બહુ વિશાળ થઇ ગુજરાતમાં એ એક સત્તા સમાન થઇ પડશે. અંતમાં એ પત્રને અમે પુનઃ અભિનંદન આપી એની ઉત્તરોત્તર વૃદ્ધિ ઇચ્છીએ છીએ.

## ગુજરાત વિદ્યાપીઠના સંગીતમંદિરનો અભ્યાસક્રમ

અમે અમારા માર્ગશીર્ષના અંકમાં સંગીતના સંબંધી લખેલી નોંધને લઇને અમારા પર આચાર્ય ગીડવાણીનો પત્ર આવ્યો છે. એમાં સંગીતમંદિરનો અભ્યાસક્રમ પ્રસિદ્ધ કરવા અમને સૂચના કરવામાં આવી છે. તે સૂચનાનો સ્વીકાર કરી અમે એ ક્રમ જે વધુ સરળ ને સુવ્યવસ્થિત થવાની જરુર છે તે નીચે પ્રસિદ્ધ કરીએ છીએ.

### સંગીતમંદિરનો અભ્યાસક્રમ.

**૧ લું વર્ષ—**

શાસ્ત્ર—(થીઅરી) સપ્તસ્વર, આરોહ, અવરોહ, તથા સાદા સ્વરાલંકાર.

પ્રત્યક્ષ પ્રદર્શન (પ્રેક્ટીસ) નીચેના રાગોની ચીજો સાદા તાન આલાપ સાથે

ભૂપાલી, કલ્યાણ, આસા, મારા, દેશીઆ—દેસ, સારંગ, ખમાજ, ઝીંઝોટી, કાફી, માઢ, આસાવરી, પીલુ તથા ભૈરવી.

**૨ જું વર્ષ—**

શાસ્ત્ર—બધા સ્વરાલંકાર ગ્રામ, શ્રુતિ, મૂર્છના વી. વું ...

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દાદરા, ધુમાલી, કેરવા, એક

ચૌતાલ, રૂપક, તેવરા, ઝપતાલ, તથા સુરફાકતા, ધ્રુપદો, તરાણા, અને તાનાલાપની સાથે નીચેના રાગની ચીજો.

હમીર, ગૌડસરિંગ, બાગેશ્રી, શંકરા, સિંધુરા સોહની, કમોદ, કેદાર ભીમપલાસ, પીલાવલ

**૩ જું વર્ષ—**

શાસ્ત્ર—ચીજોનું સ્વરલેખન, (નોટેશન) અને ઉચ્ચતાનાલાપનું જ્ઞાન

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દીપચંદી, ધમાર. ઝુમરા, આડાચૌતાલ, પંજાબી.

નીચેના રાગોની ચીજો—

નટ, કાનડા, બિભાસ, પરજ, તોડી, લલત મુલતાની, હીંડોળ, ગૌડ મલ્હાર, ધનાશ્રી, પુરબી, આડાણા, તથા કાલિંગડા.

**૪ થું વર્ષ—**

શાસ્ત્ર—ગમે તે ચીજોનું સ્વરલેખન તથા સારીગમ કરતાં આવડવું જોઇએ. જુદા જુદા રાગો વચ્ચેના ફરક પારખવો. સંપૂર્ણ તાનાલાપ સાથે ચીજ ગાવી.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના રાગોના તાલ વગાડવા.

ભૈરવ, માલકૌંસ, કલ્યાણ, સુરીઆ, બહાર મલ્હાર, વસંત, જેજેવંતી.

આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે કલ્યાણજી ... ધી સાહિત્ય પ્રેસ, નં. ૨૨, પિક હાઉસ લેન, કોટ, મુંબઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.